ISP-30

Aulad Ki Tarbiyat

# સંતાનોનું ઘડતર

: લેખક :
મુફતી મુહમ્મદ મુશ્તાક તિજારવી

-: અનુવાદક :-
વફા જોનપુરી (એમ. એમ. અન્સારી)

بسم الله الرحمن الرحيم

# સંતાનોનું ઘડતર

"તર્બિયત" (ઘડતર) "રબી-યરબી" પરથી આવ્યું છે એનો શાબ્દિક અર્થ "વિકસવું" અને "વૃદ્ધિ પામવું" એવો થાય છે. આના ઉપરથી જ "التربية" ક્રિયાપદ બને છે. જ્યારે "તર્બિયત" અર્થાત્ "ઘડતર" શબ્દ એક પારિભાષિક શબ્દ તરીકે વપરાય છે તો એનો મતલબ કોઈ વ્યક્તિનું વિશિષ્ટ રીતે વિકાસ કરવું —એવું થાય છે. અંગ્રેજીમાં આના માટે ટ્રેઈનીંગ (Training) શબ્દ વપરાય છે. મારા મતે "તર્બિયત" (ઘડતર) શબ્દ એ Training અને Orientation બન્નેને આવરી લે છે.

જ્યારે આપણે દીની "તરબિયત" શબ્દનો ઉપયોગ કરીએ છીએ ત્યારે એની પરિપૂર્ણ (સમૃદ્ધ) કલ્પના એ હોય છે કે માનવીનું એવું ઘડતર અને તેનો શારીરિક અને માનસિક સ્તરે એ રીતે વિકાસ થવો કે તે એક શ્રેષ્ઠ માનવ બની જાય, અને તેને વર્તમાન જગતમાં પણ સફળતા પ્રાપ્ત થાય તેમજ શાશ્વત જીવન જે મૃત્યુ પછી શરૂ થાય છે, તેમાં પણ તેને સમૃદ્ધિ અને સફળતા પ્રાપ્ત થાય.

ઈસ્લામી શિક્ષણ-ઘડતરનો હેતુ કોઈ એક ક્ષેત્રમાં ઉચ્ચ ક્ષમતા પ્રાપ્ત કરવી કે શ્રેષ્ઠ નાગરિક અથવા કોઈ ક્ષેત્રે તજજ્ઞ (specialist) બની જવું એટલો જ નથી, બલ્કે એનાથીય બહોળા અર્થમાં શ્રેષ્ઠ માનવી બનવું છે. માનવીની સૌથી મોટી વિશેષતા એની માનવતા છે. આથી શ્રેષ્ઠ માનવી બની જવું જ તે આખરી ધ્યેય અને મંજિલ હોઈ શકે. અલ્લાહતઆલાએ માનવીને માનવ બનાવવા, તેને શ્રેષ્ઠ ઢબે પેદા કરવા અને તેની સંપૂર્ણ અને શ્રેષ્ઠ સ્વરૂપમાં રચના કરાવનો ઉલ્લેખ પોતાના દિવ્ય ગ્રંથમાં અનેક જગ્યાએ કર્યો છે.

એક આયતમાં છે :

لَقَدْ خَلَقْنَا الْإِنسَانَ فِي أَحْسَنِ تَقْوِيمٍ ۝ (التین:٤)

"અમે માનવીને સર્વોત્તમ (શ્રેષ્ઠ) બંધારણ સાથે સજર્યો."(સૂરઃ અત્ તીન-૪)

એક આયતમાં છે

يٰۤاَيُّهَا الْاِنْسَانُ مَا غَرَّكَ بِرَبِّكَ الْكَرِيْمِۙ الَّذِىْ خَلَقَكَ

فَسَوّٰىكَ فَعَدَلَكَۙ فِىْۤ اَىِّ صُوْرَةٍ مَّا شَآءَ رَكَّبَكَؕ

(الانفطار: ۵-۸)

"હે માનવી, કઈ વસ્તુએ તને પોતાના એ કૃપાળુ રબ વિષે ભ્રમણામાં નાખી દીધો જેણે તને પેદા કર્યો. તને સર્વાંગ સુડોળ બનાવ્યો. તને સપ્રમાણ બનાવ્યો, અને જે સ્વરૂપમાં ઇચ્છ્યું તને જોડીને તૈયાર કર્યો ? (સૂર : ઇન્ફિતાર-૫-૮)

બીજી પણ અનેક આયતોમાં આ વાતની પૃષ્ટિ કરવામાં આવી છે કે, માણસ એક પરિપૂર્ણ અને ધ્યેયપૂર્ણ સૃષ્ટિ છે. તેને અલ્લાહતઆલાએ ઘણાં બધા અધિકારો સાથે પેદા કર્યો છે. અને તેનો અંત અને મંજિલ આખિરત (પરલોક)નું જગત છે. ઉપરાંત આખિરતની ભલાઈ અને સફળતા વાસ્તવમાં અલ્લાહતઆલાનો બંદો બની જવામાં છે, અન્ય કોઈ જ વસ્તુમાં નથી. એટલા માટે માનવીનું અસલ ઘડતર (તર્બિયત) અને તેની અસલ પ્રગતિ આત્માલક્ષી, શારીરિક, દીની કે જે કંઈ પણ નામ આપો- એ છે કે માનવી એક સંપૂર્ણ બંદો બની જાય, અને આ દુનિયામાં એ રીતે જીવન પસાર કરે કે અહિં તો સફળ થઈ જાય પરંતુ આખિરતની મંજિલમાં પણ સફળ થાય. અને અસલ સફળતા તો આખિરતની સફળતા છે.

ઘડતર (તર્બિયત) માં સૌથી મહત્ત્વની સમસ્યા સંતાનના ઘડતરની છે. આ માનવીની સમગ્ર ફરજોમાંથી છે અને જો ઊંડાણપૂર્વક વિચારો તો અંદાજો થશે કે સંતાન માનવી માટે મોટું સૌથી ઇનામ તથા સન્માન તેમજ તેની આખિરત અને દુનિયા સુધારવાનું માધ્યમ છે. સંતાન કોઈ માનવીય સમાજની આવશ્યકતા તો એટલા માટે પણ છે કે જન્મ અને વંશ-વૃદ્ધિ ઉપર જ જીવનના સાતત્યનો આધાર છે. પરંતુ ખુદ સંતાનનું અસ્તિત્વ જ માનવીની દુનિયા અને આખિરતની બહુ જ મોટી ભલાઈ છે.

દુનિયામાં સંતાન આંખોની ઠંડક છે. દુઃખ તકલીફમાં સહારો, માનવીની ઓળખનું માધ્યમ છે. સંતાનને કારણે માણસ શક્તિ અને પ્રગતિ પ્રાપ્ત કરે છે. સંતાનને કારણે દુનિયામાં કંઈક કરવાની ઉમંગ જાગે છે. તે ટેકો અને પ્રેરક બળ છે. સંતાનને કારણે માણસ દુનિયામાં સુંદરતા અને ઉત્કૃષ્ટતા (સફળતા) પામે છે.

સંતાન અલ્લાહતઆલાની ઉચ્ચ નેઅ્મત છે. કોઈ કુટુંબની આશાઓનું કેન્દ્ર અને ધરી, વડીલોની આંખોનું ઓજસ, માતા-પિતાની આકાંક્ષાઓનું પુષ્પ હોય છે સંતાન! કુટુંબના વ્યવસ્થાપનને બાકી રાખવા અને વિવાહિત જીવનના બંધનમાં મજબૂતી લાવવાનું શ્રેષ્ઠ માધ્યમ સંતાન જ હોય છે. સંતાનના માધ્યમથી જ વિવિધ કુટુંબો એકબીજા સાથે સંબંધોના તાંતણે બંધાય છે.

સંતાનના ઉક્ત લાભોનો ઉલ્લેખ કુર્આન અને હદીસમાં પ્રસંગોપાત તેમજ અલ્લાહની કૃપા સ્વરૂપે થયો છે. એક આયતમાં છે :

وَ يُمْدِدْكُمْ بِاَمْوَالٍ وَّ بَنِيْنَ (نوح:١٢)

"તમને માલ અને ઔલાદ આપી નવાજશે." (સૂરઃનૂહ-૧૨)

એક બીજી આયતમાં છે :

اَلْمَالُ وَالْبَنُوْنَ زِيْنَةُ الْحَيٰوةِ الدُّنْيَا (کہف-٤٦)

"આ ધન અને આ ઔલાદ માત્ર દુનિયાના જીવનની એક હંગામી સજાવટ છે."(સૂરઃ કહફ-૪૬)

એક આયતમાં સંતાન માટે દુઆ આ રીતે છે :

رَبَّنَا هَبْ لَنَا مِنْ اَزْوَاجِنَا وَ ذُرِّيّٰتِنَا قُرَّةَ اَعْيُنٍ وَّاجْعَلْنَا لِلْمُتَّقِيْنَ اِمَامًا (الفرقان-٧٤)

"હે અમારા રબ,અમને પોતાની પત્નીઓ અને પોતાની ઔલાદથી આંખોની ઠંડક આપ અને અમને સંયમીઓના આગેવાન બનાવ." (સૂર-અલફુર્કાન-૭૪)

એક હદીસમાં પુત્રને **"સમરતુલ-કલ્બ"** (હૃદયનું ફળ) કહેવામાં આવ્યું છે અને એક હદીસમાં પુત્રીને ભલાઈ અને બરકત બતાવવામાં આવ્યું છે.

કુર્આનમાં દરેક જગ્યાએ સંતાનનો ઉલ્લેખ ખુશખબરીરૂપે થયો છે. જેમ કે :

اِنَّا نُبَشِّرُكَ بِغُلٰمِ اِسْمُهٗ يَحْيٰى (مریم:٧)

"અમે તને એક પુત્રની ખુશ-ખબર આપીએ છીએ જેનું નામ યાહ્યા હશે." (સૂરઃ મરિયમ-૭)

فَبَشَّرْنٰهَا بِاِسْحٰقَ وَ مِنْ وَّرَآءِ اِسْحٰقَ (ہود:٧١)

"પછી અમે તેને ઈસ્હાકની અને ઈસ્હાક પછી યાકૂબની ખુશ-ખબર આપી." (સૂર-હૂદ-૭૧)

فَبَشَّرْنٰهُ بِغُلٰمٍ حَلِيْمٍ (الصّٰفّٰت:١٠١)

"અમે તેને એક સહનશીલ પુત્રની ખુશ-ખબર આપી." (સૂર:સાફ્ફાત-૧૦૧)

એટલે સુધી કે અનિચ્છનીય જન્મ અર્થાત્ અરબમાં પુત્રીના જન્મનો ઉલ્લેખ પણ કુર્આનમાં ખુશખબરી તરીકે થયો છે.

وَ اِذَا بُشِّرَ اَحَدُهُمْ بِالْاُنْثٰى ظَلَّ وَجْهُهٗ مُسْوَدًّا وَّ هُوَ كَظِيْمٌ
(النحل:٥٨)

"અને જ્યારે તેમના પૈકી કોઈને પુત્રીના જન્મની ખુશ-ખબર આપવામાં આવે છે તો તેના ચ્હેરા ઉપર કાલિમા છવાઈ જાય છે, અને મનોમન દુઃખી થઈને રહી જાય છે." (સૂર: અન્ નહ્લ-૫૮)

ઈસ્લામમાં સંતાનની ઈચ્છા કરવી, તેનું સારૂં શિક્ષણ-ઘડતર કરવું એ પ્રિય બાબત છે. નબીઓએ પોતાની સંતાનો માટે દુઆઓ માગી છે.

رَبَّنَا وَاجْعَلْنَا مُسْلِمَيْنِ لَكَ وَ مِنْ ذُرِّيَّتِنَآ اُمَّةً مُّسْلِمَةً لَّكَ
وَ اَرِنَا مَنَاسِكَنَا وَ تُبْ عَلَيْنَا (البقرہ:١٢٨)

"હે રબ ! અમને બન્નેને પોતાના મુસ્લિમો (આજ્ઞાંકિતો) બનાવ, અમારા વંશમાંથી એક એવી ઉમ્મત (સમુદાય) ઊભી કર, જે તારી મુસ્લિમ (આજ્ઞાંકિત) હોય, અને અમને તારી ઈબાદત (પ્રાર્થના)ની પદ્ધતિઓ બતાવ, અને અમારી ખામીઓને માફ કર." (સૂર: બકરહ-૧૨૮)

સંતાનના આખિરત (પરલોક)ના ફાયદા કુર્આન અને હદીસમાં ઘણી જગ્યાએ મોજૂદ છે જેનાથી અંદાજો થાય છે કે સંતાન એ જન્નતમાં પ્રવેશ માટેનો સરળ માર્ગ છે. માણસ પોતાની સંતાનને ખવડાવવા-પીવડાવવા તેમજ ભરણ-પોષણ વિગેરે જરૂરિયાતો પાછળ જે પ્રયત્નો કરે છે એ બધા બદલ અલ્લાહતઆલાએ બદલો નિશ્ચિત કર્યો છે. સંતાનના સારા ઘડતર માટે જે પ્રયત્ન કરે છે તે તેના સદ્કર્મોમાં ગણાય છે. જ્યારે માણસ મૃત્યુ પામે છે અને પછી તેની સંતાન તેના

માટે ભલાઈની દુઆ કરે છે, તેના માટે અલ્લાહ પાસે તેની મગફિરત માગે છે ત્યારે અલ્લાહતઆલા તેના હિતમાં તેની સંતાનની દુઆ કબૂલ ફરમાવે છે. એક હદીસમાં છે:

હદીસ

اذا مات الانسان انقطع عمله الا من ثلاث، صدقه جارية
و علم ينتفع به و ولد صالح يدعو له. (مسلم)

"જ્યારે માણસ મૃત્યુ પામે છે, ત્યારે તેના બધાં જ કર્મો બંધ થઈ જાય છે, પરંતુ ત્રણ વસ્તુ બાકી રહે છે, બાકી રહેનાર દાન (સદ્‌ક-એ-જારિયહ), અને જ્ઞાન જેના વડે લોકો લાભાન્વિત થાય અને નેક પુત્ર જે તેના માટે દુઆ કરે". (મુસ્લિમ)

એક અન્ય હદીસમાં છે :

ان العبد لترفع له الدرجة فيقول اى رب انى لى هذا
فيقول باستغفارك ولدك من بعدك. (ابن ماجہ)

"(કોઈક સમયે) બંદાનો દરજ્જો બુલંદ કરવામાં આવશે, ત્યારે તે કહેશે કે હે મારા રબ, હવે મારો આ દરજ્જો કેવી રીતે બુલંદ થઈ ગયો? ત્યારે તેને કહેવામાં આવશે કે તારા મૃત્યુ પછી તારા પુત્રે તારા માટે મગફિરતની દુઆ માગી. તેના લીધે આ દરજ્જો બુલંદ થયો". (ઇબ્ને માજહ)

જો કોઈ વ્યક્તિ સંતાનનું સુંદર ઘડતર કરે તો તેના માટે પણ તેને બદલો (અજ્ર) મળે છે. આનો ઉલ્લેખ કરતાં અલ્લાહના રસૂલ સ.અ.વ.એ ફરમાવ્યું :

من عال جاريتين حتى تبلغا جاء يوم القيامة انا و هم ضم
اصابعه. (مسلم)

"જે વ્યક્તિ બે પુત્રીઓનું પાલન-પોષણ કરે, ત્યાં સુધી કે તેઓ પુખ્તવયની થઈ જાય તો કયામતના દિવસે હું અને તે વ્યક્તિ આવી રીતે જોડે આવીશું. (અને આપ સ.અ.વ. એ પોતાની આંગળીઓને એકબીજા સાથે મિલાવી)." (મુસ્લિમ)

સંતાન સાથે સદ્‌વર્તન પણ બદલા અને પૂણ્યનું કારણ છે. હદીસમાં છે:

قال النبيؐ من ابتلى من البنات بشيئ فاحسن اليهن كن له

ستراً من النار. (مسلم)

"અલ્લાહના રસૂલ સ.અ.વ.એ ફરમાવ્યું કે જે વ્યક્તિને પુત્રીઓ દ્વારા કોઈ રીતે અજમાવવામાં આવે અને તે એમની સાથે સદ્‌વર્તન કરે તો આ સદ્‌વર્તન તેના માટે જહન્નમ સામે પડદો (આડ) બની જશે." (મુસ્લિમ)

સંતાન પાછળ માલ (નાણાં) ખર્ચવું પણ બદલાપાત્ર છે. કુર્આનમાં કહેવાયું છે કે માણસ પોતાની સંતાન પાછળ જે કંઈ ખર્ચ કરે છે તે તેના માટે આખિરતનું ભંડોળ બને છે અનેક હદીસોમાં આની શ્રેષ્ટતાનો ઉલ્લેખ થયો છે. એક હદીસમાં છે:

افضل دينار نفقه الرجل دينار ينفقه على عياله۔ (مسلم)

"સૌથી સારૂં દીનાર (નાણું) એ છે જે માણસ પોતાની સંતાન પાછળ ખર્ચે છે." (મુસ્લિમ)

એક બીજી હદીસમાં છે:

اذا انفق الرجل على اهله نفقة يحتسبها فهي له صدقة۔

(متفق عليه)

"જ્યારે કોઈ માણસ પોતાની સંતાન ઉપર કંઈક ખર્ચ કરે છે અને તેના વડે અલ્લાહની ખુશી ઇચ્છે છે તો તે તેના તરફથી સદ્કો (સત્કર્મ) તરીકે ગણાશે." (મુત્તફિક અલૈહ)

જો કોઈ વ્યક્તિ પોતાની સંતાનો સાથે સમાન વ્યવહાર રાખે અને એકને બીજા ઉપર કારણ વગર અગ્રિમતા ન આપે. દા.ત.પુત્ર અને પુત્રી સાથે સમાન વ્યવહાર કરે તો આ પણ તેના માટે જન્નતમાં જવાનું કારણ છે. હદીસમાં છે:

قال رسول الله، من كانت له انثى فلم يئدها ولم يهنها

ولم يؤثر ولده عليها يعني الذكور ادخله الله الجنة۔

અલ્લાહના રસૂલ સ.અ.વ. એ ફરમાવ્યું :

"જે કોઈ પાસે પુત્રી હોય, પછી તે તેણીને જીવતી ન દાટે, ન તો તેને તુચ્છ અને નિંદાપાત્ર સમજે, અને ન તો તેના કરતાં પુત્રને અગ્રિમતા આપે, તો અલ્લાહ તેને જન્નતમાં દાખલ ફરમાવશે."

બુખારી અને મુસ્લિમની એક બીજી હદીસમાં સંતાનો દરમ્યાન ન્યાય ન કરવા અંગે સખત શિક્ષાનો ઉલ્લેખ થયેલ છે અને આને આપ સ.અ.વ.એ જુલમ સાથે સરખાવ્યું છે. જો કોઈની સગીર વયના સંતાન મૃત્યુ પામે તો માતા-પિતા માટે આ પણ ખૂબ જ સન્માનની બાબત છે.હદીસમાં ઉલ્લેખ છે :

ما من مسلم يموت له ثلاثة لم يبلغوا الحنث الا ادخله

الله الجنة بفضل رحمته اياهم۔ (بخاری، مسلم)

"કોઈ મુસ્લિમ એવો નથી કે તેના નાની વયના ત્રણ બાળકો મૃત્યુ પામે અને અલ્લાહતઆલા તેને જન્નતમાં દાખલ ન કરે." (બુખારી, મુસ્લિમ)

આ વિષય ઉપર અન્ય હદીસો પણ છે અને એક હદીસમાં બે બાળકોની વાત કહેવામાં આવી છે.(બુખારી, મુસ્લિમ : ૨૬૩૩)

વાસ્તવમાં સંતાન દીની અને દુન્યવી બંને દ્રષ્ટિએ અલ્લાહતઆલાની ખૂબ જ મોટી ભેટ અને ઇનામ છે. અને જો આવી શિખામણોના પ્રકાશમાં સંતાનનું ઘડતર કરવામાં આવે તો આખી જિંદગી ઈબાદત બની જાય છે, અને પ્રબળ આશા બંધાઈ જાય છે કે આખિરતમાં પોતાના સંતાનનું ઘડતર અને આ માર્ગમાં આવનાર મુશ્કેલીઓ બધું જ એક મોટી મૂડી પુરવાર થશે.

જીવનનો દરેક માર્ગ, સંસ્કૃતિના દરેક પાસા તેમજ દીનના દરેક સ્તરે સંતાનના શ્રેષ્ઠ ઘડતરમાં અસંખ્ય લાભો રહેલાં છે. સંતાન એવી નેઅ્મત છે કે તેનો વિકલ્પ અન્ય કોઈ નેઅ્મત હોઈ શકે નહીં. જેમનું ધ્યેય આખિરતની સફળતા હોય છે તેમના માટે તો સંતાન એક શ્રેષ્ઠ અને અતિ સરળ માધ્યમ છે.એવું માધ્યમ છે જેના દ્વારા વ્યક્તિ પોતાની તમામ આવડત અને શક્તિઓનો ઉપયોગ કરી શકે છે.

વર્તમાનયુગમાં સંતાનને જન્મ ન આપવા કે તેને મર્યાદિત રાખવાનું જે વલણ વ્યાપી રહ્યું છે અને તેના કારણે ઘણાં દીનદાર મુસલમાનો પણ એવું કહે છે કે સંતાનમાં ગુણવત્તાને પ્રાધાન્ય આપવું જોઈએ. જેટલું માણસ સંતાનનું ઉચ્ચતમ ઘડતર કરી શકે એટલી સંખ્યામાં જ સંતાનને જન્મ આપે, વધારે નહિં. જીવ-જંતુઓની માફક સંતાન પેદા કરવાનો શો ફાયદો —મારો વિચાર એ છે કે આ અત્યંત હિંમતસભર વાત છે. આવા લોકો જ્યારે આવી વાત કરતા હોય છે ત્યારે મહદ્અંશે એ હકીકત ભૂલી જાય છે કે, તેઓ પોતે એ જ જીવ-જંતુની રીતે જ જન્મ્યા છે અને ઉચ્ચ સ્થાને પહોંચ્યા છે. અને અત્યંત સાવચેતી અને ખર્ચ સાથે

જેમનું પાલન-પોષણ થાય છે, એમનામાંથી ઘણાંખરા લોકોની દ્રષ્ટિએ સફળતા અને પ્રગતિનું ધોરણ અને તેમની સઘળી ભાગદોડનું કેન્દ્ર વધુમાં વધુ દોલત કમાવવું હોય છે. તેમનું ઘડતર તેમને ભૌતિક જગતથી ઉપર જોવાની ન તો પરવાનગી આપે છે, અને ન તો આના માટે તેમને ફુરસદ હોય છે.

ઈસ્લામ તમામ કર્મોમાં આખિરતને દષ્ટિ સમક્ષ રાખે છે, અને આખિરતની સફળતાને અસલ સફળતા ઠરાવે છે. માટે સંતાને દુનિયામાં પ્રગતિ સાધવી પ્રિય તો છે, પરંતુ છેવટનું ધ્યેય નથી. અસલ ઇચ્છનીય ધ્યેય એ છે કે માણસ સંતાનની ઘડતરની ફરજો સુંદર અને શ્રેષ્ઠ રીતે તેમજ આખિરતની દ્રષ્ટિએ અદા કરે અને એવી આશા રાખે કે અસલ બદલો તો આખિરતનો બદલો છે. એના માટે સંતાને કોઈ વિશિષ્ટ દરજ્જો ધરાવવો જરૂરી નથી. એટલે સુધી કે બુદ્ધિહીન સંતાનની સેવા-ચાકરી પણ બદલો અને પૂણ્યને પાત્ર છે.

## મહત્ત્વ

સંતાનના આ મહત્ત્વ અંતર્ગત માણસ એ જોઈ શકે છે કે સંતાન ફક્ત બાળકોના જન્મનું નામ નથી બલ્કે એક મોટું ઈનામ છે જે અલ્લાહતઆલાએ સંતાનના સ્વરૂપમાં માણસને આપ્યું છે. જેવી રીતે સંતાન અલ્લાહતઆલાનું ઈનામ છે, એવી જ રીતે મા-બાપની પણ એ જવાબદારી છે કે તેઓ તેમનું સારૂં ઘડતર કરે. સંતાનનું વ્યવસ્થિત ઘડતર ન કરવું અત્યંત ખતરનાક વલણ છે. અને એના વિશે આખિરતમાં સખત પૂછતાછની સંભાવના છે.

અલ્લાહના રસૂલ સ.અ.વ. એ ફરમાવ્યું છે:

كلكم راع و كلكم مسئول عن رعيته۔ الخ

"આ મોટી જવાબદારીની વાત છે કે વ્યક્તિ પોતાની ફરજ અદા કરવામાં આળસ ન કરે, નહિંતર પૂછ-પરછથી પોતાને બચાવી નહિં શકે."

અલ્લાહના રસૂલ સ.અ.વ.એ ફરમાવ્યુ કે માણસ પોતાના સંતાનના ઘડતરની જવાબદારીમાંથી મુકત થઈ શકે નહીં. સંતાનના ઘડતર અને તેમને શ્રેષ્ઠ માણસ બનાવવામાં મા-બાપનો ફાળો અગત્યનો હોય છે.હદીસ શરીફમાં છે:

كل مولود يولد على الفطرة فابواه يهودانه او ينصرانه او يمجسانه۔ (متفق عليه)

"દરેક બાળક પ્રકૃતિ મુજબ જન્મે છે. તેના મા-બાપ તેને યહૂદી બનાવી દે છે, અથવા ખ્રિસ્તી કે મજૂસી. (મુત્તફિક અલૈહ)

જો સંતાનનું સાચું અને યોગ્ય ઘડતર ન થાય તો આ દુનિયાની દ્રષ્ટિએ પણ ખતરનાક વાત છે.સાચી દિશામાં સંતાનનું ઘડતર ન હોવાથી સંતાન આ જગતમાં પણ સમસ્યાઓનો ભોગ બનાવે છે અને આખિરતમાં પણ પૂછ-પરછ થશે. અને સંતાનનું સાચું ઘડતર આ દુનિયામાં પણ ઇનામ અને ભલાઈની ખાત્રી છે અને આશા રાખી શકાય કે આખિરતની મુશ્કેલ મંજિલમાં પણ કામે લાગશે.

## સંતાનનું ઘડતર શું છે

સંતાનનું ઘડતર કોઈ ક્ષણિક કે ત્વરિત બાબત નથી, અને ઘડતરને ઓગાળીને પીવડાવી પણ શકાય નહિં. પોતાની મૂળ પ્રકૃતિને અનુલક્ષીને ઘડતર એક સતત પ્રક્રિયા છે જે લાંબા સમય સુધી ચાલુ રહે છે. સંતાનના ઘડતરની પ્રક્રિયા લગ્ન પૂર્વે જ શરૂ થઈ જાય છે. લગ્ન માટે વર અને પુત્ર-વધુ (દુલ્હા-દુલ્હન)ની પસંદગી એનો પાયો છે. હદીસ શરીફમાં પતિ અને પત્ની બંનેની પસંદગી વખતે કઈ બાબતનું ધ્યાન રાખવું જોઈએ એનો વિસ્તૃત અહેવાલ મોજૂદ છે. એ સમગ્ર અહેવાલનો અહિંયા મોકો નથી. ફક્ત બે હદીસો-એક, વર કે પતિની પસંદગી વિશે અને, બીજીપત્નીની પસંદગી વિશેની હદીસનો ઉલ્લેખ કરવામાં આવે છે.

ઈસ્લામે દુલ્હા-દુલ્હનની પસંદગીમાં પ્રાથમિકતા ફક્ત દીનદારી કે "તકવા" (સાવચેતી) કે પરહેઝગારીને આપી છે. અને દીનદારીની અવગણના કરીને કોઈ પણ પસંદગીને પસંદ કર્યું નથી. એક હદીસ પતિ (વર)ની પસંદગી વિશે આ છે:

اذا جاء کم من ترضون خلقه و دينه فزوجوه...الا تفعلوا

تكن فتنة في الارض وفساد عريض۔ (ترمذی)

"જ્યારે તમારી પાસે એવા લોકોના સગપણ (લગ્ન માટેનો સંદેશો) આવે, જેમનો દીન અને ચારિત્ર્ય સારા હોય તો એમની સાથે નિકાહ કરી દો, જો આવું નહિં કરો તો જમીન ઉપર ફિત્નો અને ફિસાદ ફેલાઈ જશે." (તિર્મિઝી)

અને પત્ની (વહુ)ની પસંદગી માટે પ્રખ્યાત હદીસ છે:

تنكح المرأة لاربع لمالها ولحسبها ولجمالها و لدينها

فاظفر بذات الدين تربت يداک۔

"સ્ત્રી સાથે નિકાહ ચાર કારણોને લીધે કરવામાં આવે છે. માલ-દૌલતને કારણે, વંશને કારણે, સૌંદર્યને કારણે અને દીનદારીને કારણેઃ તમે દીનદાર સાથે નિકાહ કરો. તમારા હાથ ધૂળ-મય થાય."

બન્ને હદીસોમાં ભારપૂર્વક આ વાત કહેવામાં આવી છે કે પસંદગીનું કારણ (ધોરણ) દીનદારી હોવી જોઈએ. અને પ્રથમ હદીસથી માલૂમ થાય છે કે જો આવું કરવામાં નહિ આવે તો જમીન ઉપર મોટો બગાડ ફેલાઈ જશે.

સગપણની પસંદગી પછી પતિ-પત્નીનું વિવાહિત જીવન શરૂ થાય છે અને વિવાહ પછી સંતાનનો સિલસિલો શરૂ થઈ જાય છે એટલે આ અંગે પણ નીતિ – નિયમો અને રીતો છે, જેનું અનુસરણ અસહ્નીય છે. દા.ત. સમાગમ સમયે દુઆ પઢવામાં આવે અને દુઆમાં ખાસ કરીને જન્મ પામનાર સંતાનને શેતાનથી સુરક્ષિત રહેવાની દુઆ માગવામાં આવે. એક દુઆ આ છેઃ

اللهم جنبنا و جنبه من الشيطان الرجيم.

ગર્ભ બંધાયા પછીના દિવસોમાં માતાએ ઝિક્ર (અલ્લાહનું સ્મરણ) અને તિલાવત (કુર્આનનું પઠન) કરવું જોઈએ તેમજ પોતાના બાળક માટે ભલાઈ માગવી જોઈએ. અને માતા-પિતા અલ્લાહનો આભાર માનતા રહે. કુર્આનમાં એક જગ્યાએ મા-બાપના આ આભાર વ્યક્ત કરવાની લાગણીનો ઉલ્લેખ આ રીતે થયો છેઃ

لَئِنْ آتَيْتَنَا صَالِحًا لَّنَكُونَنَّ مِنَ الشَّاكِرِينَ (الأعراف - ١٨٩)

"જો તેં અમને નેક (સ્વસ્થ) બાળક એનાયત કર્યું તો અમે તારા આભારી થઈશું." (સૂરઃ આરાફ-૧૮૯)

જન્મ પછી જે સંતાન પણ અલ્લાહતઆલાએ નસીબમાં આપી હોય, તેને અલ્લાહનું ઈનામ સમજીને સ્વીકારી લેવું. એવું ન થાય કે પુત્રના સમાચારથી બિનજરૂરી કૃત્યોનો સિલસિલો ચાલુ થઈ જાય અને પુત્રીના જન્મથી મોઢા ઉપર ઉદાસીનતા છવાઈ જાય. માણસ નથી જાણતો કે એના હિતમાં પુત્રી યોગ્ય છે કે પુત્ર. અલ્લાહતઆલાએ પુત્ર અને પુત્રી બંનેમાં ભલાઈ નસીબમાં હોવાનો ફેસલો ફરમાવ્યો છે. હદીસમાં પુત્રીને ભલાઈ અને બરકત જ્યારે પુત્રને 'હદયનું ફળ' કહેવામાં આવ્યું છે. એટલા માટે જે સંતાન પણ નસીબમાં હોય તેની ઉપર આભાર માનવું જોઈએ.

જન્મ પછીના જે ઈસ્લામી કામો કે વિધિઓ છે તેને અવશ્ય પૂરી કરે અને તેના માટે અગાઉથી જ તૈયારી રાખે.પ્રસુતિ કે જન્મ પછીના કામોમાં સૌ પ્રથમ

શિશુને પવિત્ર કરવા કાનમાં "અઝાન" અને "અકામત" સંભળાવવી પછી સાતમા દિવસે તેનો અકીકો કરવો, તેનું સારૂં નામ રાખવું અને તેના વાળ મુંડન કરવા જોઈએ. ત્રણેય વાતોનું સ્પષ્ટ વર્ણન હદીસોમાં મોજૂદ છે. નામોનું સ્પષ્ટિકરણ અને સારા નામના વખાણના તો અસંખ્ય વર્ણનો છે.

'અકીકા' અત્યંત અગત્યની સુન્નત છે. અલ્લાહના રસૂલ સ.અ.વ. એ અકીકા કરવાનો હુકમ ફરમાવ્યો, તેની ફઝીલત (મહત્તા) બયાન કરી, અને તરીકો બતાવ્યો. માટે જરૂરી છે કે 'અકીકા' જન્મના સાતમા દિવસે કરવામાં આવે. જો સાતમા દિવસે 'અકીકા' ન થઈ શક્યું તો પછી 'અકીકા' નહીં હોય. અમુક લોકો વર્ષ પછી કે એથીય વધારે લાંબી મુદત પછી અકીકા કરે છે એ યોગ્ય નથી. 'અકીકા' સાતમા દિવસે જ કરવું સુન્નત છે. હદીસમાં એના વિશે સ્પષ્ટ શબ્દો છે:

كل غلام مرهون بعقيقته تذبح عنه يوم سابعه و يسمى

فيه و يحلق راسه.

"દરેક બાળક પોતાના 'અકીકા' સાથે ગિરવી છે. જન્મના સાતમા દિવસે તેના તરફથી પ્રાણી 'ઝબ્હ' કરવામાં આવે, તેનું નામ રાખવામાં આવે, અને તેનું મુંડન કરવામાં આવે."

આ વિધિઓ પછી ખત્ના (સુન્નત કરાવવી)ની બાબત છે. આ વિશે સમયની મર્યાદા નથી. પરંતુ એ પણ બને તેટલું વહેલા કરવું સારૂં.

ઈસ્લામમાં બાળકને ધાવવા (માતાનું દૂધ પિવડાવવાની મુદત) બે કે અઢી વર્ષ છે. આ સમય દરમ્યાન બાળક હંમેશાં માના ખોળામાં રહે છે. માતા જ તેની પ્રથમ શિક્ષિકા હોય છે. માતા જ તેને વિવિધ વસ્તુઓ શીખવાડે છે. બાળક પોતાનો પ્રથમ શબ્દ માતાના ખોળામાં શીખે છે. માટે માતાએ ધ્યાન રાખવું જોઈએ કે પ્રથમ શબ્દ જે બાળકના મોઢામાંથી નીકળે તે દરેક રીતે શ્રેષ્ઠ શબ્દ હોવો જોઈએ. બાળકના સ્વાસ્થ્ય અને સફાઈની જવાબદારી પણ માતાની છે. બાળકના જીવનનો આ એક મહત્ત્વનો દોર (સમય-ગાળો) હોય છે અને પાછળના સમયનો બહોળો આધાર આ જ પ્રારંભિક સમય ઉપર હોય છે. એટલા માટે માતાએ બાળકને આરંભમાં જ શ્રેષ્ટ અને સુંદર શબ્દો બોલતા શીખવાડવા જોઈએ. શિસ્ત અને સંસ્કાર શીખવાડે, તેમજ વાતચીતની રીત શીખવાડે. કેટલીક માતાઓ પોતાનું બાળક અસભ્ય કે અભદ્ર શબ્દો ઉચ્ચારે ત્યારે તેને સુધારવાને બદલે ખુશ થાય છે.એની અસર એ

થાય છે કે એક તો બાળક (પ્રોત્સાહન મળવાને કારણે) એવા શબ્દોને વારંવાર દોહરાવે છે. બીજું એ અસભ્ય અને શિસ્તહીન શબ્દની બૂરાઈ (ઘૃણા) દિલમાં ઓછી થઈ જાય છે.

મા-બાપની સમક્ષ હંમેશાં એ વાત રહેવી જોઈએ કે તેઓ પોતાની સંતાનના હિતમાં શું ઇચ્છે છે, તેને કેવું જોવા માગે છે. શું તેઓની ઇચ્છા છે કે તેમનું બાળક મોટું થઈ એક સજ્જન બને, તે પોતાના સમાજ,દેશ,જ્ઞાતિ અને પરિવાર તમામ માટે સારો હોય; કે પછી તે દેશ અને કુટુંબ માટે કલંકરૂપ બને. જો આ વાત નજર સમક્ષ રહેશે તો સંતાનનું સારી રીતે ઘડતર (પાલન-પોષણ) કરવાને મહેચ્છા તેમજ તેના માટે માર્ગ અને પદ્ધતિની શોધ પણ હંમેશાં નજર સમક્ષ રહેશે. અને જ્યારે આવું ધ્યેય લુપ્ત થઈ (વિસરાઈ) જશે તો તમામ બુદ્ધિમત્તા અને સમયના તકાદાઓ અભરાઈએ મૂકી દેવાશે, જેના પરિણામે સંતાન કુદરતી રીતે કયાં તો આપમેળે ઊગી નીકળનારા છોડોની માફક ઉછેર પામશે, અથવા તો પત્થર નીચે ઊગેલી કોઈ ઘાસના તણખલાની જેમ સાવ દૂબળી-પાતળી અને શિસ્ત-સભ્યતા-સંસ્કાર વગરની હશે !

તેમણે હંમેશાં યાદ રાખવું જોઈએ કે દુનિયાના તમામ સફળ માણસો પણ માના પેટથી એવી જ રીતે જન્મ પામ્યા અને તેમની પાસે પણ આવા જ હાથ-પગ, મગજ અને બુદ્ધિ હતી. અને જે લોકો નિષ્ફળ થયા અથવા સંપૂર્ણ રીતે સફળ ન થઈ શકયા, એમની પાસે પણ અલગથી કોઈ મોટું વિઘ્ન ન હતું. લોકોની વિવિધ પરિસ્થિતિઓ તેમજ પ્રકૃતિના સંદર્ભમાં જો મા-બાપ વાસ્તવિક રસ-રુચિ, હિકમત (ચાતૂર્ય), ચિંતન તેમજ ગંભીરતા સાથે સંતાનનું ઘડતર કરે તો ચોક્કસ પણે ઘડતરના શ્રેષ્ઠ પરિણામો દેખાશે. એવું જરૂરી નથી કે સંતાન કોઈનું નામ રોશન જ કરે, દુનિયામાં મોભ્ભો અને માન-મરતબો હાસલ કરે, અઢળક ધન-દૌલત પ્રાપ્ત કરે. બલ્કે ઇચ્છનીય બાબત એ છે કે સંતાન એક સજ્જન માણસના સ્વરૂપમાં વિકાસ પામે. તે એક સારા વ્યક્તિની જેમ જીવન ગુજારે. તે શ્રેષ્ઠ સંતાન પુરવાર થાય, અને શ્રેષ્ઠ મા-બાપ બને, શ્રેષ્ઠ ભાઈ-બહેન બને, અને શ્રેષ્ઠ પાડોશી બને. તે દુનિયામાં એવી રીતે જીવે કે મા-બાપની આંખોની ઠંડક અને તેમના (મૃત્યુ) પછી તેમના માટે બાકી રહેનાર સત્કર્મ (સદ્‌કએ જારિયહ) બને, અને જ્યારે દુનિયાથી વિદાય લે (મૃત્યુ પામે) ત્યારે કયામતના મેદાનમાં તેના મા-બાપને તેમની સંતાન હોવા પર શરમાવું ન પડે.

એક વસ્તુ એવી જોવામાં આવે છે કે લોકો જ્યારે અન્ય લોકોની સંતાનને જુએ છે અને તેમનામાં ખામીઓ તેમજ બદીઓ જુએ છે ત્યારે શાન અને બડાશ મારવા ખામીઓ કાઢે છે. અન્યોની નિંદા કરતી વેળા તેઓ એ હકીકત ભૂલી જાય છે કે તેમની સંતાન પણ એ તમામ બદીઓ અને બૂરાઈઓમાં સંડોવાયેલી છે. માટે મા-બાપની સમક્ષ હંમેશાં એમની સંતાનના ઘડતરની સમસ્યા હોવી જ જોઈએ. અને આપણી સંતાનનું વિવેચનાત્મક નિરીક્ષણ પણ કરતા રહેવું જોઈએ. એમનામાં પડેલી બદીઓને હિકમતથી દૂર કરવાના પ્રયત્ન કરે અને તેમની ખૂબીઓ કે સદ્‌ગુણોને પ્રોત્સાહન આપે. એક વાત એ પણ યાદ રાખવી જોઈએ કે લોકો પોતાની સંતાન વિશે સુવિચાર ધરાવે છે. એમની ભાવના એવી હોય છે કે એમની સંતાન મોટી થઈને બે-નમૂન બનશે. તે દરેક કળામાં નિપુણ રહેશે. દરેક બાબતમાં માહેર હશે. તેમજ સમયની માગ અને જરૂરિયાત મુજબ ઉચ્ચ શિક્ષણ મેળવશે. આવું સુવિચાર જો અમલ સાથે હોય તો ખોટું નથી. પરંતુ કેવળ કલ્પના અને તેના ખાતર કોઈ કોશિશ ન હોય તો તેનાથી માનસિક હેરાનગતિ સિવાય કંઈક વધારે પ્રાપ્ત થવાની આશા નથી.

સંતાન જ્યારે હોંશિયાર થવા લાગે છે અને તેનામાં વ્યક્તિવાદિતાની ભાવના પ્રબળ થવા લાગે છે,ત્યારે તે એક ખાસ અને મહત્ત્વપૂર્ણ સમય હોય છે. એ સમયે સંતાનને સખત ધ્યાનની જરૂર હોય છે. બાળકની ૧૪ વર્ષની ઉમંર આ બાબતે ખૂબ જ અગત્યની છે. કારણ કે આ જ સમય દરમ્યાન તેના વલણો તેમજ માનસિક આવડતો એક વિશિષ્ટ દિશાએ વળે છે. આનો મતલબ એ નથી કે એ પછી ઘડતર ન થઈ શકે. ઘડતર તો દરેક ઉંમરે શક્ય છે. ફક્ત મુરબ્બી જોઈએ.પરંતુ સામાન્ય રીતે જોવામાં આવે છે કે બાળકોનું મગજ ૧૪ વર્ષની ઉંમર સુધી કોઈ એક વલણ અને દિશા અખત્યાર કરી લે છે. એટલા માટે આ ઉમર સુધી બાળકોની વિશેષ દેખરેખ કરવી જોઈએ.

## કેટલીક સાવચેતીઓ

બાળકોના ઘડતરમાં કેટલીક જરૂરી બાબતો એવી છે જે ધ્યાને લેવી અતિ આવશ્યક છે. એક વાત તો એ છે કે બાળકોને કારણ વિના ઠપકો આપવો, એમના કામોમાં વગર કારણે ખામી કાઢવી અને તેમની નાલાયકીના રોદણાં રોવા અત્યંત ગેરવ્યાજબી છે. બાળકોને ઠપકો આપવો તેમજ તેમને શ્રાપ આપવોએ તેમના

ઘડતરના માર્ગમાં એક મોટું વિઘ્ન છે. બાળક હોંશિયાર થતાં જ જ્યારે દાટી અને ઠપકો સાંભળવા માટે ટેવાઈ જશે અને તેને હંમેશાં કહેવામાં આવશે કે "તારામાં અક્કલ નામની કોઈ વસ્તુ નથી", "તૂં તો અક્કલથી તદ્દન કોરો છે", "મગજમાં ભુસૂં ભરેલું છે. તો પછી પુખ્તવયે પહોંચ્યા પછી બાળપણનાં આ કડવા સ્મરણો કોઈ સારી અસર નહિ છોડે. એનું મગજ ક્યાં તો વિદ્રોહી બની જશે, અથવા તેની શ્રેષ્ઠ આવડતો કચડાઈ કે દબાઈ જશે. ક્યાં તો તે ખોટા માર્ગે ચઢી જશે, અથવા નિષ્ક્રિય બની જશે. એટલે કે બાળપણની સખ્તાઈ અને ઠપકો સારી છાપ નહિં છોડે, અને આ જીવનના કાર્યક્ષેત્રમાં સફળતાના માર્ગમાં એક અડચણરૂપ બનશે.

બીજી અગત્યની વાત આ છે કે બાળકની રચનાત્મક શક્તિઓને દબાવવી ન જોઈએ. બલ્કે તેને પ્રોત્સાહિત કરવી જોઈએ. અને જો એવું લાગે કે તેની આવડતો ખોટા માર્ગે જઈ રહી છે તો યુક્તિ-ચાતૂર્યથી એની દિશા સારા કામો તરફ વાળી દઈએ.

ત્રીજી વાત એ છે કે બાળકની અંદર આત્મવિશ્વાસ જગાડવો જોઈએ. એવું ન બને કે બાળક પોતાનો આત્મવિશ્વાસ ગુમાવી બેશે. આ તેના જીવનની સૌથી મોટી ઘટના હશે. આત્મવિશ્વાસ એ જીવનમાં માણસનું અત્યંત મોટું માધ્યમ અને હથિયાર છે. આત્મવિશ્વાસ ધરાવતો માણસ જીવનના દરેક ક્ષેત્રમાં સફળ થાય છે અને અસંખ્ય પ્રશ્નો તે માત્ર પોતાના આત્મવિશ્વાસના પ્રતાપે ઉકેલી શકે છે. જ્યારે હિંમત વિનાનો માણસ નિષ્ફળ અને નુકસાન વેઠનારો હોય છે.

ચોથી વાત આ છે કે સંતાનમાં નેતૃત્વના ગુણો વિકસાવવાના પ્રયત્ન કરે. તેનામાં નિર્ણય લેવાની યોગ્યતા પેદા થઇ જાય, અને તે સાચો નિર્ણય લઈ શકે, પોતાના મગજ અને બુદ્ધિની ક્ષમતાઓનો મહત્તમ અને શ્રેષ્ઠ ઉપયોગ કરી શકે. હઝરત ઈબ્રાહીમ અ.સ.ની દુઆ છેઃ

رَبَّنَا هَبْ لَنَا مِنْ اَزْوَاجِنَا وَ ذُرِّيّٰتِنَا قُرَّةَ اَعْيُنٍ وَّاجْعَلْنَا لِلْمُتَّقِيْنَ

اِمَامًا ۝ (الفرقان-٧٤)

"હે અમારા રબ, અમને પોતાની પત્નીઓ અને પોતાની ઔલાદથી આંખોની ઠંડક આપ, અને અમને સંયમીઓના આગેવાન બનાવ." (સૂરઃઅલ ફુર્કાન-૭૪)

આ ભાવાર્થની એક બીજી આયત પણ છે જેમાં પોતાની સંતાન માટે નેતાગીરીના ગુણો માટેની દુવા માંગવામાં આવી છે.

## હલાલ રોજીનું મહત્વ

સંતાનના ઘડતર સંદર્ભે હલાલ આજીવિકાનું પણ ખૂબ જ મહત્ત્વ છે. મા-બાપ માટે જરૂરી છે કે પોતાની સંતાનના પાલન-પોષણ (ઉછેર) માટે હલાલ રોજીનો જ ઉપયોગ કરે. હરામ માધ્યમોથી કમાયેલ દોલતથી સંતાનને સંપૂર્ણ રીતે બચાવે. અશક્ય છે કે હરામ ખોરાકથી ઉછેર પામનાર શરીર સદ્ગુણો અને સત્કર્મોને સ્વીકારે. જો કે આ કોઈ નિયમ નથી છતાં હરામ ખોરાકથી ઉછેર પામનાર સંતાન તેમજ હલાલ અને પવિત્ર રિજ્કથી ઉછેર પામનાર સંતાનમાં મોટો તફાવત હશે. હદીસ શરીફમાં કેટલાક સંદર્ભમાં પણ હરામ રિજ્કથી ઉછેર પામનાર શરીરને વખોડવામાં આવ્યું છે.

બાળકોના ઘડતર સંબંધી આ કેટલીક પ્રાથમિક અને સંક્ષિપ્ત વાતો છે. આનો સંબંધ મૂળ ઘડતરને બદલે સાચા ઘડતર માટે માર્ગ અનુકૂળ કરવા સાથે છે.આ રીતે બાળકોની સુધારણા તેમજ સાચા ઘડતર માટે વાતાવરણ તૈયાર થઈ જાય છે અને બાળકોની અંદર સદ્કર્મોને સ્વીકાર કરવાની તેમજ તેને પોતાની ટેવ અને પ્રકૃતિ બનાવવાની આવડત કેળવાઈ જાય છે. તેમજ બૂરાઈઓથી અળગા રહેવાની પ્રબળ ઈચ્છા પેદા થઈ જાય છે.

બાળકોમાં સત્ય વાતનો સ્વીકાર કરવા, આત્મવિશ્વાસ, સ્વાભિમાન, ધીરજ અને ધૈર્ય અને સારી ખૂબીઓ પેદા થઇ જાય તો તેનું કોઈ પણ પ્રકારનું ઘડતર સરળ બનશે. અસલ કામ માર્ગ સકારાત્મક કરવાનો છે. આ વાત એવી જ છે કે જેવી રીતે ખેડૂત ખેતર ખેડીને ખેતીલાયક બનાવી દે પછી તેમાં જે વસ્તુનું વાવેતર કરે એ વસ્તુ પાકશે.

ઘડતરનું ક્ષેત્ર બહુ વિશાળ છે. આ શૈક્ષણિક અને સંસ્કારિક ઘડતરથી માંડી કલાત્મક અને તાંત્રિક ઘડતર, ધાર્મિકથી લઈ રાજકીય ઘડતર , વૈયક્તિકથી લઈ સામૂહિક ઘડતર, એટલે કે જીવનના પ્રત્યેક પાસાને આવરી લે છે. અને સ્પષ્ટ છે કે દરેક પાસાને ચર્ચાનો વિષય બનાવવામાં પાનાની મર્યાદિત સંખ્યા સૌથી મોટી સમસ્યા છે. એટલા માટે ફક્ત દીની અને ધાર્મિક ઘડતર પૂરતી જ આપણી વાતચીત કેન્દ્રીત રાખીશું.

જ્યાં સુધી જીવનના અન્ય ક્ષેત્રોમાં ઘડતરની સમસ્યાનો પ્રશ્ન છે તો માણસની ઉતાવળ પસંદ પ્રકૃતિએ એના માટે તો શ્રેષ્ટ બંદોબસ્ત જાતે જ કરી રાખેલ છે. વાલીઓ પણ આ પ્રકારના ઘડતરની વિશેષ સાવચેતી રાખે છે. ખાસ કરીને શૈક્ષણિક

ઘડતરની સમસ્યા તો આજકાલ અગ્રિમ કક્ષાએ મહત્ત્વપૂર્ણ સમસ્યા છે. શૈક્ષણિક ઘડતર પાછળ આજે એક માણસ પોતાની આવકનો મોટો ભાગ ખર્ચે છે. હુન્નર-ઉદ્યોગ તેમજ વૈયક્તિક ઘડતર પણ આ જ સંવર્ગમાં આવે છે. એટલા માટે આપણે આ પાસાઓને અવગણીને દીની ઘડતર ઉપર ધ્યાન આપીશું. ઈસ્લામમાં સંતાનના કે બૌદ્ધિક ઘડતરને ખાસ મહત્ત્વ આપવામાં આવ્યું છે.બલ્કે સંતાન માટે વાલીગણની આ એક શ્રેષ્ઠ ભેટ છે. માતા-પિતા પોતાની સંતાન સાથે જેટલી ભલાઈઓ કરી શકે છે તે તમામમાં બૂરાઈનો અવકાશ પણ રહેલો છે. પરંતુ સંતાનનું દીની ઘડતર એવી બાબત છે કે જેમાં બીજું કોઈ જ અવકાશ નથી. અલ્લાહના રસૂલ સ.અ.વ.એ ફરમાવ્યું છે :

ما نحل والد ولده من نحل افضل من ادب حسن۔

(مشکوٰۃ۔کتاب الادب...)

"બાપ પોતાની સંતાનને જે કંઈ આપે છે એમાં સૌથી શ્રેષ્ઠ ભેટ (બક્ષિશ) સંતાનનું સારૂં શિક્ષણ અને ઘડતર છે." (મિશ્કાત-કિતાબુલ અદબ)

અલ્લાહતઆલાએ ઘણી જગ્યાએ સંતાન અંગે આદેશો આપ્યા છે. જેમ કે :

يَـٰٓأَيُّهَا ٱلَّذِينَ ءَامَنُوا۟ قُوٓا۟ أَنفُسَكُمْ وَأَهْلِيكُمْ نَارًا (التحریم:٦)

"હે લોકો જેઓ ઈમાન લાવ્યા છો, બચાવો પોતાને અને પોતાના કુટુંબીજનોને એ આગથી જેનું બળતણ મનુષ્ય અને પત્થર હશે." (સૂર: અત્ તહરીમ-૬)

આવી રીતે આયતો ઉપરથી પણ દલીલો લઈ શકાય છે.

આ સિવાય અલ્લાહના રસૂલ સ.અ.વ.નો એક ફરમાન બીજો પણ છે જેમાં સંતાન વિશે અલ્લાહતઆલા તરફથી પૂછ-પરછનો ઉલ્લેખ છે.

બુખારી અને મુસ્લિમની હદીસ છે જેમાં ઉલ્લેખ અગાઉ પણ થઈ ચૂક્યો છે:

کلکم راع و کلکم مسئول عن رعیته...والرجل راع
فی اهله و مسئول عن رعیته۔ (متفق علیہ)

"તમે બધા જવાબદાર છો અને તમારા બધાથી તમારા હસ્તક લોકો વિશે પ્રશ્ન પૂછવામાં આવશે. માણસ પોતાના કુટુંબીજનો માટે જવાબદાર છે. અને તેનાથી તેમના વિશે પૂછવામાં આવશે." (મુત્તફિક અલૈહ)

એટલા માટે માતા-પિતાની એ જવાબદારી છે કે તેઓ પોતાની સંતાનનું સારૂં ઘડતર કરે, અને પોતાના છેવટના પ્રયત્નો સુધી એટલું તો જરૂર કરે કે તેઓ જહન્નમની આગથી બચી જાય. તેમનું જીવન 'તકવા' (પરહેઝગારી) પ્રમાણે હોય અને તેમની ઇન્દ્રીઓ શુદ્ધ થઈ જાય. તેમની સારી આવડતો વિકાસ પામે અને ખોટી ટેવો ખતમ થઈ જાય.

સંતાનના ઘડતર વિશે અલ્લાહના રસૂલ સ.અ.વ.નું માર્ગદર્શન છે કે બાળકોનું ઘડતર કલમ-એ-તૈયબહથી શરૂ કરો (હાકિમ -ઇબ્ને અબ્બાસ) એટલે કે બાળકને સૌ પ્રથમ પાયારૂપ ઈમાન વિશેની દા'વત આપવામાં આવે. તૌહીદ (એક ખુદાની માન્યતા) રિસાલત (હઝરત મુહમ્મદ સ.અ.વ.અલ્લાહના આખરી નબી હોવાની માન્યતા), અને કુર્આન તેમજ અન્ય આકાશી ગ્રંથો, જન્નત અને જહન્નમ,આખિરતમાં સવાલ-જવાબ જેવી બાબતોમાં- કારણ કે જો શરૂઆતમાં જ બાળકોને આનાથી પરિચિત કરી દેવામાં આવે અને બાળક વ્યવસ્થિત રીતે આવા વિચારોથી વાકેફ થઈ જાય તો પછી તેના જીવનમાં પ્રગતિ કરવાની એક દિશા નક્કી થઈ જશે. અને તેની ચિંતનાત્મક પ્રગતિ માટે એક દિશા નિશ્ચિત થઈ જશે.

એક વાત યાદ રાખવાની છે કે વર્તમાનયુગમાં બાળકની માનસિક કે બૌદ્ધિક ક્ષમતાઓને જાગૃત કરવા તેમજ તેને વિકસાવવાનો પ્રયત્ન સૌથી વધુ કરવામાં આવે છે. શૈક્ષણિક વ્યવસ્થાપન એ રીતે ઘડવામાં આવ્યું છે કે બાળક પોતાની માનસિક કે બૌદ્ધિક શક્તિઓનો ઉપયોગ કરીને પ્રગતિ કરે અને દરેક વસ્તુને પોતે પોતાના પ્રયત્નોથી સમજે.આવા વલણમાં કોઈ કહી શકે છે કે શ્રધ્ધાઓ તેમજ ઈમાનની કસોટી પણ બાળક પોતાની આવડતથી કરે, અને તે પછી એની ઉપર ઈમાન લાવે. પરંતુ આ વાંધો યોગ્ય નથી.વાસ્તવમાં માનસિક કે બૌદ્ધિક ક્ષમતાઓમાં જાગૃતિ કોઈ વિદ્યા અને જ્ઞાનમાં ચોક્કસ ખૂબ જ લાભદાયી છે. પરંતુ ઈમાન 'કસબી' (જાતે જ પ્રાપ્ત કરેલ) નથી પરંતુ રસૂલો દ્વારા બતાવેલ તરીકો છે. અને રસૂલોએ પોતે પણ પોતાના ધ્યાન, ચિંતન અને પ્રયત્ન દ્વારા આને પ્રાપ્ત કર્યો ન હતો, બલ્કે અલ્લાહતઆલાએ 'વહી' મારફતે નબીઓને આનું શિક્ષણ-જ્ઞાન આપ્યું હતું. અને ઈમાન તેમજ શ્રદ્ધાના મામલામાં કોઈ કોશિશ કે કોઈ દિવ્યવાણી વિશ્વાસપાત્ર છે પણ નહિં. એટલા માટે ઈમાનની બાબતો જેવી રીતે રિવાયતોમાં વર્ણવેલ છે, તે જ સ્વરૂપમાં સ્વીકારવું જોઈએ.

બીજી વાત આ છે કે વર્તમાનકાળમાં સર્વસામાન્ય બાબતોમાં પણ કેવળ બુદ્ધિ જ પૂરતી નથી, બલ્કે સદ્બુદ્ધિની જરૂરત છે. જેને અંગ્રેજીમાં Guided Reason કહે છે. કારણ કે જો બાળકનું માર્ગદર્શન કરવામાં નહિં આવે તો તે ગમે તે સ્થિતિમાં ગેરમાર્ગે ચઢવાનો છે, અને કશું જ હાંસલ નહિં કરી શકે.આજના શિક્ષણની સઘળી ફિલસૂફી આ જ માર્ગદર્શન ઉપર આધારિત છે.બાળક પોતાની બુદ્ધિનો ઉપયોગ તો સ્વતંત્ર રીતે કરશે પરંતુ શિક્ષક માહોલ (વાતાવરણ) કે પુસ્તકના માર્ગદર્શન હેઠળ કરશે. માટે ઈમાનને લગતી બાબતોમાં પણ જરૂરી છે કે બાળકને બુદ્ધિલક્ષી માર્ગદર્શન પૂરૂં પાડવામાં આવે અને તેને હકીકતો (વાસ્તવિકતાઓ)થી વાકેફ કરીને તેનું ઘડતર કરવામાં આવે.

ઈમાનને લગતી બાબતો તદ્દન બુદ્ધિ વિરુદ્ધ નથી.બલ્કે બુદ્ધિ અને પ્રકૃતિનો ખરો તકાદો છે.આજની તમામ શોધખોળો કે સંશોધનો આ વાત સાથે એકમત છે કે ઈમાન અને ધર્મની ભાવના માણસની પ્રકૃતિના મૂળમાં જ રહેલી છે. આ સિવાય પણ માણસ માટે એ શક્ય નથી કે ફક્ત પોતાની બુદ્ધિના માર્ગદર્શન દ્વારા તે ગેબ (અદ્રષ્ય)ની હકીકતો જાણી શકે. અલબત્ત, જો તેને એ હકીકતોથી વાકેફ કરી દેવામાં આવે અને તેની ખરાઈનો દાખલો પણ આપી દેવામાં આવે તો પછી સંપૂર્ણતઃ શક્ય છે કે બાળક ચેતન મનથી એ હકીકતોની ખરાઈ તેમજ સત્યતાને સ્વીકારી લે, અને શક્ય છે કે કોઈક ક્ષણે તેનું મન એ માર્ગદર્શનના નૂરથી ઝળહળી ઊઠે અને તેને ભાસ થાય કે આ 'ઈમાન' તો કેવળ એક પરંપરા (રિવાયત) નથી બલ્કે જીવંત સત્ય છે, જે તેના હૃદય અને મનમાં પ્રાકૃતિક રીતે જન્મજાત રહેલી છે, જેનો તે અનુભવ કરી શકે છે, જોઈ શકે છે.

ઈમાન પછી સૌથી અગત્યની વસ્તુ નમાઝ છે. અલ્લાહતઆલાએ ફરમાવ્યું છે :

وأمر اهلك بالصلوة واصطبر عليها۔

"પોતાના કુટુંબીજનોને નમાઝની આજ્ઞા કરો અને પોતે પણ તેનું પાલન કરો." (સૂરઃ તાહા - ૧૩૨)

માટે પોતાની સંતાનને નમાઝનો હુકમ કરવો જોઈએ. હદીસમાં આ અંગે વધુ વિસ્તૃત માહિતી મળે છે કે બાળકોમાં ક્યારે અને કેવી રીતે નમાઝની ટેવ પાડવામાં આવે. એક હદીસમાં છે કે જ્યારે સંતાન સાત વર્ષની થઈ જાય તો તેને નમાઝ માટે પ્રોત્સાહન આપો. અને જ્યારે તે દસ વર્ષની વયે પહોંચે તો નમાઝ છોડવા પર તેને મારો. (અબૂ દાઊદ :૪૯૫)

આ હદીસ અબૂ દાઊદ અને તિર્મિઝીમાં અમુક શબ્દોના તફાવત સાથે પણ મોજૂદ છે. અને ઇમામ તિર્મિઝીએ તેને શ્રેષ્ઠ બતાવી છે.

આના ઉપરથી માલૂમ થાય છે કે બાળકનું દીની ઘડતર કરવું ફરજ છે. નમાઝ સૌથી મહત્ત્વની ફરજ છે અને રોજ (પાંચ વખત) ફરજ છે, એટલા માટે નમાઝનો ખાસ ઉલ્લેખ કરવામાં આવ્યો. નહિંતર સ્પષ્ટ છે કે અન્ય તમામ દીની ફરજો અને દીની અમલ (કામો) માટે પ્રોત્સાહન, આદેશ તેમજ તાલીમ ઇચ્છનીય છે. અલ્લાહતઆલાએ ફરમાવ્યુ છે :

يَـٰٓأَيُّهَا ٱلَّذِينَ ءَامَنُوا۟ قُوٓا۟ أَنفُسَكُمْ وَأَهْلِيكُمْ نَارًا (التحريم:٦)

"હે લોકો જેઓ ઈમાન લાવ્યા છો, બચાવો પોતાને અને પોતાના કુટુંબીજનોને એ આગથી જેનું બળતણ મનુષ્ય અને પત્થર હશે." (સૂરઃ અત્ તહરીમ-૬)

આ આગથી રક્ષણ દીન સિવાય કેવી રીતે શક્ય છે. એટલા માટે પોતાના સંતાનો-બાળકોને દીનની તાલીમ આપવી વાજિબ (અનિવાર્ય) છે. અલ્લાહના રસૂલ સ.અ.વ. દ્વારા કેટલાક અહેવાલો એવા પણ રિવાયત કરવામાં આવે છે કે આપ સ.અ.વ.એ બાળકોને તાલીમ આપવાની નસિયત કરી. દા.ત. એક હદીસમાં છે કે હઝરત હસન રદિ.એ સદ્કાની ખજૂરોમાંથી એક ખજૂર લઈ મોઢામાં રાખી લીધી, ત્યારે અલ્લાહના રસૂલ સ.અ.વ.એ ફરમાવ્યું કે તેને ફેંકી દો. શું તમને ખબર નથી કે આપણે સદ્કો નથી ખાતા. (મુત્તફિક અલૈહ, બુખારી ૩/ ૨૫૦, ૧૦૬૯).

આનાથી માલૂમ થાય છે કે બાળકોને હલાલ અને હરામ વસ્તુની ઓળખ કરાવવી પણ મા-બાપની ફરજ છે. અને મા-બાપે આ ફરજ પૂરી પાડવી જોઈએ. જો મા-બાપ બાળકોને હલાલ અને સતીત્વથી વાકેફ નહીં કરાવે તો બાળકો માટે તેને સમજવું મુશ્કેલ થઈ જશે, બીજું એ કે તેની માનસિક કે બૌદ્ધિક રચનામાં આવા "કામો" માટે કોઈ સમય પણ નહીં બચે. આ હદીસમાં એ વાત તરફ સંકેત છે કે બાળકોનું ઘડતર સારી દિશામાં કરવું જોઈએ અને તેમની અંદર સારી અને ઉમદા ખૂબીઓ (વિશેષતાઓ)નું સિંચન કરવું જોઈએ. જેથી તેમનું ઘડતર સાચી રીતે થાય.

એક બીજી હદીસમાં આનું પ્રોત્સાહન આપવામાં આવ્યું છે કે જ્યારે બાળકોની ઉંમર ૧૦ વર્ષ થઈ જાય તો તેમની પથારી અલગ કરી દો.

આ હદીસમાં પણ વાસ્તવમાં આ તાલીમ આપવામાં આવી છે કે બાળકોના સંસ્કારલક્ષી ઘડતર ઉપર ખાસ ધ્યાન આપવું જોઈએ. તેમનું ચારિત્ર્ય અને સંસ્કાર ઉચ્ચ દરજ્જાના થશે.

ایک اور حدیث میں ہے: علموا اولادکم و اھلیکم الخیر

وادبوھم. (مصنف ابن عبدالرزاق)

"પોતાના બાળકો તેમજ કુટુંબીજનોને ભલાઈની તાલીમ આપો અને તેમનું ઘડતર કરો."

કુર્આનની આયતો તેમજ હદીસોથી માલૂમ થાય છે કે સંતાનનું ઘડતર મહત્ત્વની ફરજોમાંથી છે અને તેનાથી ગફલત ખરેખર અત્યંત નુકસાન અને ખોટની વાત છે. સંતાનના ઘડતરની અવગણના (લાપરવાહી) દુનિયા તેમજ આખિરત બંને સ્થળે એક મોટી ભલાઈથી વંચિત કરે છે.સંતાન દુનિયામાં હંમેશાં બાકી રહેનાર નેકી (સદ્કએ જારિયહ) તેમજ આખિરત માટે જબરદસ્ત (નેકીનું) ભંડોળ બની શકે છે, માટે સંતાનનું એવું ઘડતર કરવું જોઈએ કે આ દુનિયામાં પણ તેને સફળતા અને લાભો પ્રાપ્ત થાય અને આખિરતની અત્યંત મુશ્કેલ મંજિલ માટે તે એક ભંડોળ પુરવાર થાય.

સ્પષ્ટ છે કે આ ઘડતરની સાથે-સાથે સંતાનના જીવનમાં શ્રેષ્ઠ સફળતા માટે દરેક પ્રયત્ન કરવાના છે. તેમના સ્વાસ્થ્યની ખાસ કાળજી રાખવી જોઈએ. સામાજિક શિસ્ત, ઉચ્ચ શિક્ષણ, ઉત્તમ હુન્નર-કૌશલ્ય અને ઉચ્ચ ઉત્સાહ અને બુલંદ હિંમત, કરકસર આત્મસંતોષ, આ તમામ ગુણો તેનામાં પેદા કરવાની કોશિશ કરવી જોઈએ. અને તેના માટે દરેક શક્ય માધ્યમો અને પરિબળો અખત્યાર કરવા જોઈએ. એવું ન બને કે તમારી સ્હેજ ગફલત કે લાપરવાહી સંતાનને બદનામ અને નિષ્ફળતાની ખાઈ તરફ લઈ જાય અને તે દુનિયા અને આખિરતની તમામ ભલાઈઓથી વંચિત રહી જાય.

આ વાત હંમેશાં નજર સમક્ષ રાખવી જોઈએ કે અલ્લાહતઆલા મહેરબાન અને દયાળુ છે.સરળતા ફરમાવનાર છે. તે મુશ્કેલીઓથી બચાવે છે અને માણસ ઉપર તેની સહનશક્તિ કરતાં વધારે ભાર નાખતો નથી. નિશ્ચિત વાત છે કે જો માણસ ઈચ્છે તો સંતાન માટે પોતાની જવાબદારીઓમાંથી તમામ વ્યવસ્થા ઉપરાંત શ્રેષ્ઠ અને સુંદર રીતે ફરજ મુક્ત થઈ શકે છે.

સંતાનના શિક્ષણ-ઘડતર અને તેની વિચારાત્મક તેમજ દીની તાલીમ માટે ઉપર વર્ણવેલ આયતો અને હદીસોનો ખુલાસો હઝરત લુકમાન અ.સ.ની નસિયતના રૂપમાં કુર્આનમજીદમાં વર્ણવવામાં આવેલ છે:

وَ اِذْ قَالَ لُقْمٰنُ لِابْنِهٖ وَ هُوَ يَعِظُهٗ يٰبُنَیَّ لَا تُشْرِكْ بِاللّٰهِ ؕ اِنَّ الشِّرْكَ لَظُلْمٌ عَظِيْمٌ ○ وَوَصَّيْنَا الْاِنْسَانَ بِوَالِدَيْهِ ۚ حَمَلَتْهُ اُمُّهٗ وَهْنًا عَلٰى وَهْنٍ وَّ فِصٰلُهٗ فِیْ عَامَيْنِ اَنِ اشْكُرْ لِیْ وَ لِوَالِدَيْكَ ؕ اِلَیَّ الْمَصِيْرُ ○ وَ اِنْ جٰهَدٰكَ عَلٰۤى اَنْ تُشْرِكَ بِیْ مَا لَيْسَ لَكَ بِهٖ عِلْمٌ فَلَا تُطِعْهُمَا وَ صَاحِبْهُمَا فِی الدُّنْيَا مَعْرُوْفًا ۫ وَّاتَّبِعْ سَبِيْلَ مَنْ اَنَابَ اِلَیَّ ۚ ثُمَّ اِلَیَّ مَرْجِعُكُمْ فَاُنَبِّئُكُمْ بِمَا كُنْتُمْ تَعْمَلُوْنَ ○ يٰبُنَیَّ اِنَّهَاۤ اِنْ تَكُ مِثْقَالَ حَبَّةٍ مِّنْ خَرْدَلٍ فَتَكُنْ فِیْ صَخْرَةٍ اَوْ فِی السَّمٰوٰتِ اَوْ فِی الْاَرْضِ يَاْتِ بِهَا اللّٰهُ ؕ اِنَّ اللّٰهَ لَطِيْفٌ خَبِيْرٌ ○ يٰبُنَیَّ اَقِمِ الصَّلٰوةَ وَاْمُرْ بِالْمَعْرُوْفِ وَانْهَ عَنِ الْمُنْكَرِ وَاصْبِرْ عَلٰى مَاۤ اَصَابَكَ ؕ اِنَّ ذٰلِكَ مِنْ عَزْمِ الْاُمُوْرِ ۚ○ وَلَا تُصَعِّرْ خَدَّكَ لِلنَّاسِ وَلَا تَمْشِ فِی الْاَرْضِ مَرَحًا ؕ اِنَّ اللّٰهَ لَا يُحِبُّ كُلَّ مُخْتَالٍ فَخُوْرٍ ۚ○ وَاقْصِدْ فِیْ مَشْيِكَ وَاغْضُضْ مِنْ صَوْتِكَ ؕ اِنَّ اَنْكَرَ الْاَصْوَاتِ لَصَوْتُ الْحَمِيْرِ ۚ○ (القمان:١٣-١٩)

"યાદ કરો જ્યારે લુકમાન પોતાના પુત્રને શિખામણ આપી રહ્યો હતો તો તેણે કહ્યું,"બેટા ! અલ્લાહ સાથે કોઈને ભાગીદાર બનાવીશ નહીં, હકીકતમાં શિર્ક બહુ મોટો જુલ્મ છે." અને આ હકીકત છે કે અમે મનુષ્યને પોતાના મા-બાપના હક્ક પિછાણવાનો પોતે આદેશ આપ્યો છે. તેની માએ કમજોરી ઉપર કમજોરી સહન કરીને તેને પોતાના પેટમાં રાખ્યો અને બે વર્ષ તેના દૂધ છૂટવામાં

લાગ્યા. (એટલા માટે અમે તેને શિખામણ આપી કે ) મારો આભાર માન અને પોતાના મા-બાપ પ્રત્યે આભાર વ્યક્ત કર, મારી જ તરફ તારે પાછા ફરવાનું છે, પણ જો તેઓ તારી ઉપર દબાણ કરે કે મારા સાથે તું કોઈ એવાને ભાગીદાર બનાવે જેને તું નથી જાણતો તો તેમની વાત હરગિજ ન માન. દુનિયામાં તેમની સાથે ભલી રીતે વર્તતો રહે, પરંતુ અનુસરણ એ વ્યક્તિના માર્ગનું કર જે મારી તરફ વળેલો છે. પછી તમને સૌને પાછા મારી તરફ જ આવવાનું છે, તે વખતે હું તમને બતાવી દઈશ કે તમે કેવા કાર્યો કરતા રહ્યા છો.

(અને લુકમાને કહ્યું હતું કે ) બેટા ! કોઈ વસ્તુ રાઈના દાણા બરાબાર પણ હોય અને કોઈ ખડકમાં કે આકાશોમાં કે ધરતીમાં ક્યાંય છુપાયેલી હોય, અલ્લાહ તેને કાઢી લાવશે. તે સુક્ષ્મ દ્રષ્ટિવાળો અને સુમાહિતગાર છે. બેટા, નમાઝ કાયમ કરે, ભલાઈની આજ્ઞા આપ, બૂરાઈથી રોક, અને જે કષ્ટ પડે તે સહન કર. આ એ વાતો છે જેનો ખાસ હુકમ આપવામાં આવ્યો છે. અને લોકો સાથે ઘમંડમાં ગાલ ફુલાવી વાત ન કર, ન તો ધરતી ઉપર અકડીને ચાલ, અલ્લાહ કોઈ મગરૂર અને શેખીખોર વ્યક્તિને પસંદ કરતો નથી. પોતાની ચાલ મધ્યમ રાખ, અને પોતાનો અવાજ જરા ધીમો રાખ, બધા અવાજોથી ખરાબ અવાજ ગધેડાઓનો અવાજ હોય છે." (સૂર : લુકામન-૧૩ થી ૧૯)